# શ્રમણ નારદ

## લોક સેવા વ્રતની એક હૃદયદ્રાવક કથા

હિન્દી લેખક : નાથૂરામ પ્રેમી
અનુવાદિકા : પદ્માવતી દેસાઈ

: પ્રકાશક :
શ્રીરામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ

ભેટ

: પ્રકાશકો :
વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
ખાડીઆ જેઠાભાઈની પોળ, અથવા
શ્રીરામકૃષ્ણભુવન ગુજરાત સોસાયટી
રસીકલાલ વાસુદેવ મ્હેતા
સાંકડીશેરી, હજીરાની પોળ
ઓ. સેક્રેટરીઝ, શ્રીરામકૃષ્ણ સેવા
સમિતિ, અમદાવાદ.

૧૭

# નિવેદન

આ પુસ્તક છપાવવાનું તમામ ખર્ચ શ્રી. હરિલાલ નાથાભાઈ પારેખે પ્રૌઢ શિક્ષણ પ્રચારાર્થે આપ્યું છે.

તા. ૯-૫-૧૯૩૯
અમદાવાદ.

વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
રસિકલાલ વાસુદેવ મહેતા
ઓ. સેક્રેટરીઝ, શ્રીરામકૃષ્ણ સેવા સમિતિ
અમદાવાદ.

[આવૃત્તિ ત્રીજી]

# પ્રસ્તાવના

શ્રમણ નારદ નામક આ ન્હાનીશી પણ બહુમૂલી આખ્યાયિકા મૂળ પાલી ભાષામાં કોઇ બૌદ્ધ પંડિતે લખેલી છે. એનો હિન્દી અનુવાદ, જૈન સમાજના સુપ્રસિદ્ધ વ્યાખ્યાતા પંડિત ફત્તેહચંદ કપૂરચંદ લાલને એમના અમેરિકા પ્રવાસ દરમ્યાન કરેલા ગુજરાતી અનુવાદ ઉપરથી શ્રીયુત નાથૂરામ પ્રેમીએ કર્યો, એમણે એનું અક્ષરશઃ ભાષાન્તર ન કરતાં એને નવલ જેવું સ્વરૂપ આપી કહાણીને નવ-યુગના વાચકોને આકર્ષક બનાવી.

એક સંતે એ પુસ્તક મ્હને જોવા–વિચારવા આપ્યું. મ્હને એને ગુજરાતીમાં ઉતારવાની ઉર્મિ થઈ પણ મુળ ગુજરાતી ઉપરથી જ હિન્દી ભાવાનુવાદ થયેલો છે એવું પ્રસ્તાવના પરથી જણાતાં ઉર્મિ શમી ગઇ, પરન્તુ જ્યારે જાણ્યું કે શ્રી. લાલન મહાશય જ–આ હિન્દી પુસ્તિકા ખુબ પસન્દ પડવાથી–નો પુનઃ ગુજરાતીમાં અનુવાદ કરવા, કરાવવા ઇચ્છે છે ત્યારે ઉપર જણાવેલા સંતની આજ્ઞાથી મ્હેં આ અનુવાદ કર્યો છે. પૂજ્ય સ્વામીજીની પ્રેરણા અને શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ઠાકોરનો જલ્દી પ્રસિદ્ધ કરવાનો ઉત્સાહ–મદદે ન આવ્યો હોત તો કદાચ અનુવાદ ઢીલમાં પડત.

આ અમૃત સરિતાએ અનેક નહેર–નાલિકામાં વહી ઘણાનાં જીવનતત્ત્વને પ્રસ્ફૂરિત કર્યાં છે. યુરોપ–અમેરિકાની ઘણી ભાષાઓમાં એનાં ભાષાન્તર થયાં છે અને એની ઘણી આવૃત્તિ નીકળી છે. આ પુસ્તક ત્યાં બહુ સન્માન પામ્યું છે. એના તરફ બધા પૂજ્ય-ભાવથી જુએ છે; તહેવારો, માંગલિક પ્રસંગો અને ઉત્સવોમાં એની હજારો પ્રતો વહેંચાય છે.

રશિયાના સુપ્રસિદ્ધ વિદ્વાન મહાત્મા કાઉન્ટ ટોલ્સ્ટોયે એની ઘણી સારી સમાલોચના કરી છે અને એના અનુકરણમાં બીજી પણ ઘણી આખ્યાયિકાઓ રશિયન ભાષામાં લખી છે.

ઘણાંઓએ આ પુસ્તકના અભ્યાસથી પોતાના ચાલતા મુકર્દમા પાછા ખેંચી લીધા છે. નવા દાવાઓ દાખલ કરવાનું માંડી વાળ્યું છે. ઘણા કજીઆ ઘરમેળે પતી ગયા છે. એટલી જીવન્ત આ પુસ્તકની અસર છે.

દુઃખી પર દયા કરવી, પ્રાણીમાત્ર તરફ ભ્રાતૃભાવ રાખવો, જનસમાજની સેવા કરવી, બુરાઈ કરનારની તરફ પણ ભલાઈ બતાવવી—આ બધી બાબતો પ્રત્યેક ધર્મની દૃષ્ટિથી ઉત્તમ છે અને દરેક ધર્મમાં એ માટે ઉપદેશ આપવામાં આવ્યો છે.

આમાં જે કર્મસિદ્ધાન્ત બતાવવામાં આવ્યો છે તે થોડા ઘણા ફેરફારથી જૈન, સનાતન ધર્મી, આર્યસમાજી બધા માને છે. આથી બૌદ્ધ વિદ્વાનનું રચેલું હોવા છતાં આ પુસ્તક પ્રત્યેક ધર્મના અનુયાયીએ વાંચવા અને મનન કરવા યોગ્ય છે.

કાર્તિકી પૂર્ણિમા
સંવત ૧૯૯૫
તા. ૭-૧૧-૧૯૩૮

પદ્માવતી દેસાઈ

---

# પ્રવેશ

મારા પશ્ચિમના સને ૧૮૯૭ની સાલના પહેલા પ્રવાસમાં જ્યારે હું અમેરીકાના ચીકાગો નગરમાં હતો ત્યારે આ પુસ્તક—જેને અંગ્રેજીમાં 'કર્મ' એવું નામ આપવામાં આવ્યું છે, અને જે Paul Carus નામના બુદ્ધ ધર્મના અનુરાગી વિદ્વાને કોઇ બુદ્ધ ધર્મના પુસ્તકનો અનુવાદ કરેલો છે—તે અમેરિકાના દીપોત્સવીના દિને એટલે તા. ૪થી જુલાઇએ મને ભેટ મળેલું હતું. આ પુસ્તક જાપાનીસ કપડા ઉપર ચિત્રો સાથે છપાયેલું હતું અને તેની કિંમત એક ડોલર એટલે ત્રણ રૂપીઆ હતી.

આ પુસ્તક વાંચતાં એટલો તો ઉત્સાહ ઉદ્‌ભવ્યો કે સાંજના છ વાગ્યાથી રાત્રિના ત્રણ વાગ્યા સુધીમાં તેનો ગુજરાતીમાં અનુવાદ કરી નાખ્યો.

૨ હિંદમાં આવી આ પુસ્તક છપાવ્યું. યુરોપના મહાન ધર્મ-ગુરૂ જેવા ટોલસ્ટોય પોતાના આ પુસ્તકના અભિપ્રાયમાં જણાવે છે કે મારા જીવનમાં આ પુસ્તકે અદ્‌ભુત પરિવર્તન કર્યું છે. અને આ ઢબે રશિયન ભાષામાં મેં કેટલાંયે પુસ્તકો લખ્યાં છે અને લખું છું.

૩ આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ જ્યારે એક વણિક શેઠના વાંચવામાં આવ્યો ત્યારે તેમજ એક ભાટિયા સદ્‌ગૃહસ્થના અવલોક-નમાં આવ્યું ત્યારે તેઓના ઉપર એવી અસર થઇ કે હાઇકોર્ટમાં ચાલતા કેસને માંડી વાળ્યા. મારી પાસે આવી આ બન્ને ગૃહસ્થોએ કહ્યું કે તમે અમને ઘણા મોટા ખરચામાંથી બચાવ્યા માટે તમને શું આપીએ ?

૪ ઉત્તરમાં લાલને કહ્યું કે તમે બન્ને ગૃહસ્થો આ પુસ્તકની પાંચ હજાર નકલો છપાવી તેનો ગુજરાતી જનતામાં ફેલાવો કરો.

૫ ત્યારપછી સુરતમાં જે સેવા–સમાજ છે તેમણે પણ એ પુસ્તક મુદ્રિત કરાવી ફેલાવ્યું.

૬ પરમ મિત્ર ભાઇશ્રી નાથૂરામ પ્રેમીએ તેનો હિંદીમાં અનુવાદ બહુ જ સુંદર રીતે કર્યો અને એ અનુવાદનો આ ફરીથી ગં. સ્વ. બ્હેન પદ્માવતી દેસાઇએ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.

તા. ૯–૧૧–૧૯૩૮ સેવાપ્રિય લાલન.

# શ્રમણ નારદ

## कर भला, होगा भला

## પ્રથમ પરિચ્છેદ

વાચકવૃંદ સમક્ષ એ સમયની એક આખ્યાયિકા મૂકવામાં આવે છે કે જે સમયે ભારતમાતા ઉન્નતિના શિખર પર હોઇ સ્વર્ગીય સુખનો અનુભવ કરતી હતી. દરેક રીતે એનાં સન્તાન શાન્ત, સુખી, સદાચારી અને સ્વતંત્ર હતા; ધની, માની, ઉદ્યોગી અને જ્ઞાની હતા અને ક્ષમા, દયા, પરોપકાર વગેરે સદ્‌ગુણો અન્ય દેશોને એની પાસેથી શીખવાના હતા. એ સમયે અહીંના વેપારીઓ દૂર દૂરના દેશોમાં વેપાર અર્થે જતા હતા અને પરદેશીઓ અહીં આવતા હતા.

મુંબાઈ અને કલકત્તા જેવા સમૃદ્ધિવાન નગરો તે સમયે ઘણા હતા અને વિશાળ વ્યાપાર હોવાથી અવરજવર પણ બહુ હતી.

ન્હાના શહેરો કસબાઓ અને ગામડાંઓની સ્થિતિ સારી હતી, પ્રજાજીવન સુખશાન્તિમાં વ્યતીત થતું હતું.

બૌદ્ધધર્મનો એ મધ્યાહ્નકાળ હતો. જ્યાં ત્યાં બુદ્ધદેવની શિક્ષાનું પવિત્ર, શાન્ત અને દયામય સંગીત સાંભળવામાં આવતું હતું. મ્હોટા મ્હોટા રાજા, મહારાજા અને ધનિકો બૌદ્ધધર્મનો પ્રચાર કરતા હતા. હજારો બૌદ્ધ શ્રમણો જ્યાં ત્યાં વિહાર કરતા નજરે પડતા હતા.

\+ + + +

બનારસ તરફ જતી સડક પર એક ઘોડાગાડી દોડી રહી હતી. ઘોડા બહુ તેજીથી જતા હતા. ગાડીમાં માત્ર બે જણ હતા. એક શેઠ અને બીજો નોકર. શેઠે એમની શ્રીમંતાઈ અને મોભાને છાજે એવા કીમતી વસ્ત્રાલંકાર ધારણ કર્યાં હતા. એમને નિયત સ્થાને પહોંચવાની ઉતાવળ છે એવું એમની મુખમુદ્રા પરથી જણાતું હતું.

વરસાદ તરતમાં જ પડી ગયો હતો અને હવા શીતલ બની હતી, લાગટ વૃષ્ટિ પછી વાદળ વિખરાયાં હતાં અને સૂર્યનારાયણના પ્રકાશે ધરતી અજવાળી હતી. દિવસ બહુ જ સુન્દર લાગતો. પાણીથી ધોવાઈ સ્વચ્છ થયેલાં હરિયાળાં પર્ણો પવનની મન્દ મન્દ લહેરોથી આનન્દનૃત્ય કરી રહ્યાં હતાં. પ્રકૃતિદેવીએ અપૂર્વ શોભા ધારણ કરી હતી.

આગળ જતાં થોડી ચઢાઇ આવી. અશ્વોની ગતિ ધીમી પડી. શેઠે બહાર નજર કરી જોયું તો સડકની બાજુ પરથી એક બૌદ્ધ શ્રમણ નીચી નજરે ચાલ્યા જતા હતા. એમની મુખમુદ્રા પર શાંતિ, પવિત્રતા અને ગમ્ભીરતા છવાઈ રહી હતી. દર્શનમાત્રથી એમના પ્રતિ શેઠને પૂજ્યભાવ ઉપજ્યો અને વિચાર આવ્યો, "જરૂર, આ કોઈ મહાત્મા લાગે છે, પવિત્ર મૂર્તિ અને ધર્માવતાર જણાય છે. વિદ્વાનોએ સજ્જન સમાગમને પારસમણિની ઉપમા આપી છે. પારસના સંયોગથી જેમ લોઢું સુવર્ણ થઇ જાય છે તેમ સૃજ્જનના સંગથી ભાગ્યહીન ભાગ્યશાળી બને છે. જો આ મહાત્માને બનારસ જવું હોય તો લાવ એમને ગાડીમાં બેસવાની વિનતિ કરી જોઉં. વિનતિ સ્વીકારે તો સારૂં. એમના સમાગમથી મ્હને જરૂર લાભ થશે." આમ વિચાર કરી શેઠે મહાત્માને પ્રણામ કરી ગાડીમાં બીરાજવા પ્રાર્થના કરી. મહાત્માજીને કાશી જ જવું હતું એટલે એ ગાડીમાં બેઠા અને કહ્યું: "શેઠજી, ઉપકાર થયો. ઘણા સમયથી ચાલ ચાલ કરવાથી હું થાકી ગયો હતો અને આપે મને વાહનમાં સાથે લીધો તેથી આપનું મ્હારા પર ઋણ ચઢયું છે. અમારા જેવા સાધુ પાસે આપને આપવા લાયક એવી કંઈ ચીજ હોતી નથી કે જે આપીને ઋણમુક્ત થઈ શકાય; પરન્તુ પરમ ગુરૂ મહાત્મા બુદ્ધદેવના ઉપદેશરૂપી અક્ષય ભંડારમાંથી જે કંઇ સંગ્રહ કરી શક્યો છું એમાંથી આપની ઇચ્છાનુસાર આપીને હું આ ઋણભાર હળવો કરવા ઇચ્છું છું.

શેઠ બહુ ખુશી થયા. આનન્દમાં વખત પસાર થવા માંડ્યો. શ્રમણના સુબોધરૂપી રત્નો ખૂબ પ્રેમથી એમણે હૃદયમાં ધારણ કરવા માંડ્યાં. ગાડી બરાબર ચાલે જતી હતી. લગભગ એક કલાક પછી ગાડી એક સાંકડા નાળિયામાં આવી. આગળ એક ગાડું આવીને પડયું હતું એથી શેઠની ગાડી આગળ વધી શકી નહિ.

ગાડું એક ખેડૂતનું હતું. ગાડાવાળાનું નામ દેવળ હતું. ગાડું પણ બનારસ જ જવાનું હતું. એમાં ચોખાની ગુણો ભરેલી હતી. સાંજ પહેલાં દેવળને બનારસ પહોંચવું હતું, પણ આ નાળિયા આગળ જ ધૂંસરીનો ખીલો નીકળી ગયો અને પૈડું છૂટું પડી ગયું. હવે શું થાય ? દેવલ બિચારો એકલો હતો. માથાકૂટ ઘણી કરી પણ ગાડું ચાલુ થતું ન હતું.

શેઠે જોયું કે આ ગાડું માર્ગ રોકીને પડયું છે, પોતાને મોડું થાય છે. શેઠને ગુસ્સો ચઢયો. નોકરને હુકમ કર્યો: "ચાલ, જલ્દી કર. ઉતર નીચે, ક્યાં સુધી ખોટી થવાનું ? ચોખાના થેલા ફેંક નીચે અને ગાડું બાજુ પર કરી ગાડી ચલાવ."

આ હુકમ સાંભળી ખેડૂત કરગરી પડ્યો, "શેઠજી, હું એક ગરીબ ખેડૂત છું. દયા કરો, થોડીવાર થોભી જાઓ. થેલા નીચે નાખવાથી મ્હને પારાવાર નુકશાન થશે. આપ જુઓ છો કે વરસાદ આવી જવાથી અહીં ખૂબ કાદવ થયો છે. ચોખા પલળી જશે. મહેરબાની કરો. હું હમણાં પૈડું ચડાવી ગાડું આગળ લઈ બાજુએ કરૂં પછી ખુશીથી આપ આપની ગાડી આગળ લેવડાવી જાઓ."

પરન્તુ શેઠે ખેડૂતની પ્રાર્થના પર બિલકુલ ધ્યાન ન આપ્યું, ઉલ્ટા વધારે તેજમાં આવી નોકરને દમદાટી દીધી એટલે તરત નોકરે શેઠની આજ્ઞાનું પાલન કર્યું. ચોખાના થેલા નીચે ફેંકયા અને ગાડું બાજુ પર ધકેલી દઈ પોતાની ગાડી આગળ હાંકી.

અરેરે! આ સંસારમાં ગરીબનું સહાયક કોઈ નથી. પોતાના નજીવા લાભ ખાતર બીજાનો સર્વનાશ કરનાર ધનમત્તોની તે વખતે પણ કમી ન હતી. ગરીબોના રક્ષક બનવાને બદલે ભક્ષક બનનાર અમીરોથી આ જગત કદિ ખાલી હતું નહિ અને હશેય નહિ. હા, એટલું હતું કે એ વખતે બૌદ્ધ ધર્મના સાધુઓનો દયામય હસ્ત ગરીબોની સહાયતા માટે સદા તત્પર રહેતો હતો. એ ધાર્મિક વિવાદોમાં પડવાને બદલે મનુષ્યમાત્રના સામાન્ય હિતની ચિન્તામાં નિરન્તર રહેતા હતા. મન, વચન અને શરીરનો ઉપયોગ મુખ્યતઃ એ પરોપકારના જ કામમાં કરતા હતા.

શેઠની ગાડીએ જેવું ચાલવા માંડયું કે તેજ વખતે શ્રમણ નારદ એમાંથી કૂદી પડયા અને કહ્યું: "શેઠજી, ક્ષમા કરજો, હવે હું આપની સાથે આવી નહિ શકું. વિવેકપુરઃસર આપે મને એક કલાક સુધી ગાડીમાં બેસાડયો એથી મ્હારો થાક હવે દૂર થયો છે. હું આવત પણ હવે મને આપે કરેલા ઉપકારનો બદલો વાળવાની ઇચ્છા થઇ છે અને એનો મોકો આવ્યો છે."

શેઠે કહ્યું, "આપ ઉતરી જવાથી બદલો કેવી રીતે અને કોના પ્રતિ વાળશો?"

"શેઠજી" શ્રમણે કહ્યું, "જેની ગાડી ઉથલાવી પાડી આપણે આગળ આવ્યા છીએ એ ખેડૂત આપનો બહુ નિકટ સમ્બન્ધી છે. હું એને આપના કોઇ પૂર્વજનો અવતાર માનું છું, એથી આપના ઉપકારનો બદલો એને મદદ કરી એના તરફ વાળવા ઉદ્યુક્ત થયો છું. એને જે લાભ થશે તે એક રીતે આપને થયા બરાબર છે. આ ખેડૂતના ભાગ્ય સાથે આપની ભલાઇને બહુ ગાઢો સંબંધ છે. આપે એને કષ્ટ આપ્યું છે. મને લાગે છે કે એથી આપને બહુ નુકશાન થયું છે, આથી મારૂં કર્તવ્ય છે કે આપનું ભલુ કરવા માટે—આ નુકશાનમાંથી આપને બચાવવા માટે યથાશકિત હું એને મદદ કરૂં."

શેઠે શ્રમણની આ માર્મિક ઉક્તિ પર કંઈ ધ્યાન આપ્યું નહિ. એમને એ અવ્યવહારૂ ડહાપણવાળા અને અતિ ભલા લાગ્યા. છેવટે શ્રમણને છોડીને એમણે ગાડી હંકાવી મેલી.

* * *

## દ્વિતીય પરિચ્છેદ

શ્રમણ નારદ આવ્યા ખેડૂત પાસે. એને નમસ્કાર કર્યા અને ગાડી સમી કરવામાં મદદ આપી. ભીના અને કોરા ચોખાને છુટા પાડવા લાગ્યા. એની મહેનતથી કામ જલ્દી થવા માંડયું. ખેડુતને લાગ્યું કે સાધુ ખરેખર પરોપકારી મહાત્મા છે. ભાગ્યપરિબળને લીધે કોઈ અદૃશ્ય દેવ શ્રમણના વેષમાં મને મદદ કરવા આવ્યા હોય તો નવાઇ નહિ. આવી અણધારી મદદ આવી મળી અને કામ ઝટપટ ઉકલ્યું તે જોતાં મને પણ નવાઈ લાગે છે. એણે બ્હીતાં બ્હીતાં પૂછ્યું, "મહારાજ મને યાદ છે ત્યાંસુધી હું કહું છું કે મેં આ શેઠનું કંઈ બગાડયું ન હતું તો વિનાકારણ એણે મારી ખરાબી કેમ કરી? એનું શું કારણ?"

**શ્રમણ**—"ભાઇ અત્યારે તું જે ભોગવે છે તે ત્હારાં પૂર્વ-કર્મોનું ફળ છે."

**ખેડૂત**—"કર્મ શું મહારાજ?"

**શ્રમણ**—"મ્હોટી નજરથી જોઇએ તો માણસનાં પોતાનાં કામ જ એનાં કર્મ છે. અનેક જન્મના કર્મોની એક માળા છે. વિવિધ કર્મોરૂપી એમાં મણકા છે. એમાં વર્તમાન કામો અને વિચારોથી ફેરફાર પણ થાય છે. આપણે બધાં પૂર્વે જે કર્મો કર્યાં છે તેનાં ફળ અત્યારે ચાખીએ છીએ અને અત્યારે કર્મો કરીએ છીએ તેનાં ફળ હવેના જન્મમાં ભોગવીશું."

**ખેડૂત**—"એમ હશે, પરન્તુ આવા ઘમંડી અને દુષ્ટ મનુષ્ય અમારા જેવા નિરપરાધીઓને હેરાન કરે છે એમને માટે શું કરવું?"

**શ્રમણ**—ભાઇ, મારી સમજ પ્રમાણે તો તારા વિચાર લગભગ એ શેઠ જેવા જ છે. જે કર્મથી આજે એ ઝવેરી અને તું ખેડૂત બન્યો છે તે કર્મમાં ઉપલક નજરે જોતાં બહુ ભેદ જણાય છે, પરંતુ ઊંડા ઉતરીને વિચાર કરીએ તો એટલો બધો ફરક નથી. માનવસ્વભાવના અભ્યાસથી હું કહું છું કે જો તું ઝવેરીની જગ્યાએ હોત, તારી પાસે એના નોકર જેવો બળવાન નોકર હોત અને તારી ગાડી એના ગાડાથી રોકાઇ હોત તો તું પણ એના જેવું જ કરત. એના ચોખાનું સત્યાનાશ વળી જશે એવો વિચાર તને પણ ન આવત. અને કોઇનું બુરૂ કરતાં મારૂં બુરૂં થશે એ ખ્યાલ એ વખતે તું વિસરી જાત."

**ખેડૂત**—મહારાજ, આપ સાચું કહો છો. એ પરિસ્થિતિમાં હું પણ એના જેવું જ કરૂં. પરન્તુ મને હવે આપનો સમાગમ થયો છે. કંઈપણ સ્વાર્થ વગર આપે મને મદદ કરી છે. આપની મદદથી જ હું મારો માલ બચાવી શકયો છું અને ગાડી ચાલતી કરી શકયો છું, આપનો દાખલો લઇ હવેથી હું મારા માનવબંધુઓનું કલ્યાણ કરીશ.

ખેડૂતની ગાડી દુરસ્ત થઇ. થોડી આગળ ચાલી ત્યાં એકાએક બળદ ચોંકીને ઉભા રહ્યા. ખેડૂત બૂમ પાડી ઉઠયોઃ "અરે મહારાજ! સ્હામે આ સાપ જેવું શું પડયું છે?" શ્રમણે ધ્યાનથી જોયું તો કંઈ થેલી જેવું જણાયું, જઇને જુએ છે તો સોનામહોરોથી ભરેલી એ એક લાંબી થેલી જ હતી. એમને લાગ્યું કે આ થેલી બીજા કોઇની નહિ પણ પેલા શેઠની જ છે, એમણે એ થેલી ઉપાડી લીધી અને દેવલને આપીને કહ્યું કે બનારસમાં જઈ એ શેઠનો પત્તો મેળવી આ થેલી એમને આપી દેજે. એમનું નામ પાંડુ ઝવેરી છે.

અને એમના નોકરનું નામ મહાદત્ત છે. આમ કરવાથી એને પોતે તને કરેલા અન્યાયનો પશ્ચાત્તાપ થશે. થેલી આપીને કહેજે કે, તમે મારા તરફ જે વર્તાવ કર્યો એનું મારા મનમાં કંઈ નથી. હું તમને ક્ષમા કરૂં છું અને ઈચ્છું છું કે તમને તમારા વ્યાપારમાં સારી સફળતા મળે.

"તારૂં ભાગ્ય એના ભાગ્ય સાથે જોડાયું છે. જેમ જેમ એની વૃદ્ધિ થતી જશે તેમ તેમ તારૂં પણ ભાગ્ય ખૂલશે. આટલું કહી પરોપકારની પ્રતિમા, દીર્ઘદૃષ્ટિ શ્રમણ મહાશયે ત્યાં પળ પણ થોભ્યા વિના ચાલતી પકડી. રસ્તામાં વિચાર કરતા હતા, કે "જો ઝવેરી મને ફરીથી મળશે તો હું યથાશક્તિ એનું ભલું કરવા પ્રયત્ન કરીશ. ઉપદેશ દઈને એને ખરો માણસ બનાવીશ."

* * *

## તૃતીય પરિચ્છેદ

બનારસમાં એક મલ્લિક નામે વ્યાપારી હતો. એ પાંડુ ઝવેરીનો આડતિયો હતો. પાંડુ બનારસમાં આવીને એને મળ્યો. ઝવેરીને મળતાં જ એ રડી પડયો. પાંડુએ એની મુસ્કેલી પૂછી.

**મલ્લિક**—મિત્ર, હું એક મહાન સંકટમાં આવી પડયો છું. હવે મને લાગતું નથી કે તમારી સાથે વ્યાપાર કરી શકું. મેં રાજાને પોતાના ઉપયોગ માટે મોટા ચોખા આપવાનો વાયદો કર્યો હતો. કાલે એની મુદત પુરી થાય છે. કાલ સવારમાં મારે એને ચોખા આપવા જ જોઈએ. પણ શું કરૂં? અત્યારે મારી પાસે ચોખાનો એક દાણો પણ નથી. બીજે ક્યાંયથી મળવાની પણ આશા નથી. કેમકે અહીં મારો પ્રતિસ્પર્ધી જબરજસ્ત વ્યાપારી છે. તેને કોણ જાણે ક્યાંથી ખબર પડી ગઈ કે મેં રાજ–કોઠારી સાથે વાયદાનો વ્યાપાર કર્યો છે એથી એણે મ્હોંમાગ્યા પૈસા આપીને બધી વસતિમાંથી જેટલા સારા ચોખા હતા તેટલા ખરીદી લીધા છે.

 

એણે કોઠારીને પણ કંઈ લાંચ-રૂશ્વત આપીને દાબ્યો હોવો જોઇએ. આથી કાલે મારૂં શું થશે એની મને બહુ ચિન્તા થાય છે. આબરૂ રહેવી મુશ્કેલ છે. ભાઈ! વિધાતા સહાય કરે અને સારા ચોખાની એકાદ ગાડી મળી આવે તો હું બચી જાઉં, નહિ તો મરવાનો વખત આવ્યો છે.

મલ્લિકની વાત સાંભળતાં સાંભળતાં પાંડુ એકદમ ચમક્યો. એને ગાડીમાં સામાન ભેગી રહેલી થેલી સાંભરી અને એ ઘેર દોડયો. બધો સામાન–કપડાંલત્તાં તપાસી જોયાં, ગાડીમાં વળી વળીને તપાસ કરી, પણ થેલી મળી નહિ. આથી એને નોકર મહાદત્ત ઉપર થેલી ચોર્યાનો શક આવ્યો, એણે તરત પોલીસમાં ખબર આપી. ગરીબ બિચારો મહાદત્ત પોલીસને સ્વાધીન થયો! પછી શું જોઇએ? નિરપરાધીને અપરાધી બનાવનાર જમદૂત જેવી પોલીસે ચોરીનું તહોમત સ્વીકારી લેવા મહાદત્તને ખૂબ માર્યો. મહાદત્ત ઘણું રડ્યો. ઘણું કરગર્યો: અરે! હું તદ્દન નિરપરાધી છું. મેં થેલી લીધી નથી. મારા પર દયા કરો. શેઠના કહેવાથી મેં પેલા ગરીબ ખેડૂતને રસ્તામાં હેરાન કર્યો હતો તે પાપનું જ મને આ ફળ મળ્યું છે. હે ભાઈ! હે ખેડૂત! તું જગત્-પિતા (ખેડૂત) છે. મેં તને વિના કારણ સતાવ્યો છે. ખરેખર, મને આ શિક્ષા મળવી જ જોઇતી હતી"–મહાદત્તે આમ ઘણો પશ્ચાત્તાપ કર્યો. પણ પોલીસને એ પર ધ્યાન દેવાની ફૂરસદ ન હતી. એનું એ કામ ન હતું. એનું કામ તો મારવાનું જ હતું.

અહીં માર ચાલુ હતો એટલામાં દેવલ આવી પહોંચ્યો અને બધાના આશ્ચર્ય વચ્ચે મહોરોની કોથળી પાંડુ ઝવેરીની આગળ મૂકી. પાંડુ ગળગળો થઈ ગયો. પોતે જેને આફતમાં નાખ્યો હતો એણે જ પોતાને મહાન આફતમાંથી બચાવ્યો! એ એને માટે ઘણું શરમાવનારૂં થઈ પડયું. એણે પશ્ચાત્તાપ કર્યો ને દેવળની ક્ષમા માગી

સદાનો સરળ ખેડૂત મહાનુભાવ શ્રમણના સંગથી ઉદારદિલ બન્યો હતો. એણે ખરા અંતઃકરણપૂર્વક ક્ષમા કરી અને એનો અભ્યુદય ઇચ્છયો !

મહાદત્તને છોડી મૂકયો. એને એના શેઠ પર ખૂબ ગુસ્સો ચઢયો. એક ક્ષણ પણ ત્યાં થોભ્યા વિના એ કયાંનો કયાં ચાલ્યો ગયો.

મલ્લિકને ખબર પડી કે દેવલ પાસે એક ગાડી ઉંચી જાતના ચોખા છે તેથી એણે એના મ્હોંમાગ્યા દામ એને આપ્યા અને બધા ચોખા ખરીદી લીધા. એનો વાયદો પળાયો. રાજાના કોઠારમાં ચોખા પહોંચ્યા. દેવલને ચોખાનો આટલો ઉંચો ભાવ મળવાની સ્વપ્ને પણ આશા ન હતી. એ તો ખૂશ થતો થતો એને ગામ તરત ચાલ્યો ગયો.

પાંડુને લાગ્યું કે દેવલ અહીં ન આવ્યો હોત તો મારી ને મલ્લિકની શી સ્થિતિ થાત ! કેટલો પ્રમાણિક લાગે છે કે શ્રમણ મહાશયના સમાગમનું જ આ પરિણામ છે. લોઢાને સુવર્ણ બનાવવાની શકિત પારસ વિના બીજા કોનામાં હોય ? પાંડુનું દિલ ઉઠયું. એને મહાત્માજીના દર્શનની પ્રબળ ઉત્કંઠા થઈ અને ત્યાંથી વિહારોમાં તપાસ કરતાં કરતાં એમને જઇ મળ્યો.

કૃતજ્ઞતાપૂર્ણ અંતઃકરણથી એણે શ્રમણને સાષ્ટાંગ કર્યા. વેપારીનું ઉસ્તાદ અને સખ્ત હૈયું પણ કુસુમ કોમળ મહાત્માના દર્શને કોમળ બન્યું. એ બોલી શકયો નહિ. હૃદય ભરાઈ આવ્યું. મહાત્માએ એને આશ્વાસન આપી સમજાવવા માંડયો:—

**શ્રમણ**—શેઠજી, જોયું, કર્મની રચના કેટલી ગહન છે ?

**પાંડુ**—મહાનુભાવ, કંઇ સમજાતું નથી.

**શ્રમણ**—હમણાં તે તમારાથી નહિ સમજાય. સાધારણ લોક એનો મર્મ નથી સમજી શકતા. એ સમજવા તરફ આપની

રુચિ થશે અને ઉત્કંઠા વધશે ત્યારે એ આપોઆપ સમજાશે પણ એટલું તો ધ્યાનમાં રાખજો કે જ્યારે તમે બીજાને દુઃખ દેવા તૈયાર થાઓ ત્યારે તમારે તમારી જાતને પૂછવું કે આવુંજ દુઃખ કોઇ મને દે તો મને કેવું લાગે? હું સહન કરી શકું? જો તમે ન જ સહન કરી શકો તો પછી તમને બીજાને કષ્ટ પહોંચાડવાની વૃત્તિ થાય તો તે તરત જ દબાવી દેવી. બીજું કોઈ આપણી સેવા કરે તે જેમ આપણને ગમે છે તેમ આપણી સેવા પણ બીજાને ગમે એ નક્કી માનવું. અન્યની સેવા કરવાની એક પણ તક હાથથી જવા દેશો નહિ. આપણે આજે જે સુકૃતનાં બી વાવીશું તેનું સારૂં ફળ આપણને જરૂર કાલાન્તરે મળશે એની ખાત્રી રાખજો.

**પાંડુ**—મહારાજ, આપની અમૃતવાણી સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. મારૂં ચારિત્ર્ય ઉત્કૃષ્ટ બને, મન દૃઢ રહે એ માટે હજુ મને કહો. કર્મની ગહનગતિ હું સમજવા ઈચ્છું છું.

**શ્રમણ**—ઠીક ત્યારે સાંભળો. હું આપને કર્મભેદની ચાવી બતાવું છું. મારી અને તમારી વચમાં એક પડદો પડયો છે. એ પડદાને માયા કહે છે. એને લીધે તમે મને તમારાથી જુદો અને હું મારાથી તમને જુદા સમજું છું. આ પડદાને લીધે જ માણસને સત્ય દેખાતું નથી અને પાપના કૂપમાં પડે છે. તમારી આંખ આડો આ માયાનો પડદો પડયો છે, એથી તમને અન્ય માનવબંધુઓની સાથે તમારો કેટલો નિકટ સંબંધ છે તે જણાતો નથી, ખરી રીતે તો એક શરીરના જુદા જુદા અવયવોનો એક બીજા સાથે જેવો ગાઢો સંબંધ છે તેવો અથવા તેથી પણ વધારે ગાઢો સંબંધ માનવ માનવ વચ્ચે છે. આ હકીકત બહુ થોડા માણસ સમજી શકે છે. આ સત્ય સમજી લઈ એ અનુસાર વર્તવું એ જ માનવજીવનનું કર્તવ્ય છે. એ સત્ય પ્રાપ્ત કરવા હું તમને ત્રણ મંત્ર આપું છું, એને હૃદયમાં લખી રાખોઃ—

**(૧) બીજાને દુ:ખ દેનાર પોતાને દુ:ખી કરનારાં બી રોપે છે.**
**(૨) બીજાને સુખી કરનાર પોતાના સુખનું બી વાવે છે.**
**(૩) સમગ્ર માનવજાત એ એક જ છે. ભિન્નપણાનો વિચાર તો ભ્રમણા માત્ર છે—આ ત્રણ બાબતનો વિચાર કર્યા કરો, એની ઉપાસના કર્યા કરો. તમને સત્યદર્શન જરૂર થશે.**

પાંડુ—મહારાજ, આપના શબ્દોની મને બહુ ઊંડી અસર થઈ છે. આપનાં વચનો તો માત્ર આપના જીવનનું પ્રતિબિમ્બ છે. બનારસ આવતાં મેં ફક્ત આપને કલાક મારી ગાડીમાં બેસાડયા હતા. મને એમાં પૈસાનું ખર્ચ થયું ન હતું, છતાં એનો કેટલો મહાન બદલો! પ્રભો! આપનો મારા ઉપર મહાન ઉપકાર છે. આપે જ દેવલને મ્હોરો આપવા મારી પાસે મોકલ્યો. એ જો મને ન મળી હોત તો અહીંનો મારો સોદો થાત નહિ. આપ કેટલા દીર્ઘદૃષ્ટિ છો! દેવલને મદદ કરી આપે એને જલદી બનારસ ભેગો કર્યો તેથી મારા મિત્ર મલ્લિકનું પણ કામ થયું. એની આબરૂ બચી. મહાદત્તનું પણ રક્ષણ થયું, નહિ તો કોણ જાણે બિચારાની શી દશા થાત! મહારાજ! જે રીતે આપ સત્યનાં દર્શન કરો છો તે જ રીતે માનવમાત્ર કરે તો જગત કેટલું સુખી થાય! અસંખ્ય પાપો થતાં અટકે અને પુણ્ય પ્રણાલી ચાલુ થાય. મહારાજ! આપના જેવા સંતોની સેવા કરવાની મને ઇચ્છા થઇ છે. કૌશામ્બીમાં એક વિહાર બંધાવું, ત્યાં આપ જેવાં શ્રમણો રહે અને જનતાને સન્માર્ગે વાળે.

* * *

## ચતુર્થ પરિચ્છેદ

કૌશામ્બીમાં પાંડુ ઝવેરીનો વિહાર તૈયાર થઈ ગયો છે, એમાં સેંકડો વિદ્વાન અને દયામૂર્તિ શ્રમણો રહે છે. થોડા વખતમાં જ એ વિહારની ખ્યાતિ વધી ગઈ. દૂર દૂરના ધર્મપિપાસુ લોકો ત્યાં જઈ ઉપદેશામૃતનું પાન કરી પોતાની તૃષા છીપાવવા લાગ્યા.

પાંડુ ઝવેરી પણ હવે એક સુપ્રસિદ્ધ ઝવેરી બની ગયા. એમની યશોગાથા દૂર દૂર સંભળાવા માંડી.

કૌશામ્બીની નજીક જ એક રાજાની રાજધાની હતી. રાજાએ પોતાના ખજાનચીને ફરમાવ્યું કે મારે ક્યાંય જોવામાં ન આવ્યો હોય એવો એક સોનાનો સરસ મુગટ બનાવરાવવો છે. મુગટમાં કિંમતી રત્નો જડવામાં આવે એવી મારી ઇચ્છા છે. આવું મોટું કામ પાંડુ ઝવેરી જ કરી શકશે માટે એમને એ તૈયાર કરવાનું કહેવડાવી દો. ખજાનચીએ રાજાની આજ્ઞાનુસાર ઝવેરીને ખબર આપી.

નિયત સમયે મુગટ તૈયાર થયો. ઝવેરીએ એ ઉપરાંત પણ પોતાની તમામ મુડી રોકીને હીરા, માણેક ને સોના ચાંદીના ઘણા દાગીના તથા બીજી ચીજોના નમુના બનાવ્યા. તમામ ચીજો લઈ એ રાજધાની તરફ ચાલી નીકળ્યો. સાથમાં પંદર વીસ બળવાન રક્ષકો લીધા અને હોંસમાં ને હોંસમાં એ આગળ વધ્યો. એને પોતાનો તમામ માલ રાજમાં ખપી જવાની આશા હતી, આથી એને કમાણી ઘણી થાય અને કીર્તિ પણ વધે એમ હતું પરંતુ જ્યાં એક ઘાડું જંગલ પસાર કરતો આગળ જતો હતો ત્યાં એને ૫૦, ૬૦, લુટારૂઓની એક ટોળી મળી. એણે એને લૂંટયો. પેલા રક્ષકો બહાદુરીથી સામે થયા પણ આખરે લુટારૂઓ ફાવ્યા. તમામ માલ લઇ પલાયન કરી ગયા!

થયું ખલાસ! એક ક્ષણ પહેલાંનો લક્ષાધિપતિ ઝવેરી બીજી ક્ષણે સાવ કંગાલ હાલતમાં આવી પડયો. એની બધી આશાઓ ધૂળમાં મળી. એ ન અહીંનો કે ન ત્યાંનો રહ્યો. એને આ વખતે એના પૂર્વ પાપોનો પૂરેપૂરો પસ્તાવો થયો. જુવાન વયે એણે અનેકોનું બુરૂં કર્યું હતું. જેવું વાવ્યું તેવું લણ્યું. એની આંખ આડો પડદો ઉંચકાઇ ગયો. કર્મની ગહન

ગતિ અત્યારે એને જેટલી સમજાઇ એવી આગળ કદિ સમજાઈ ન હતી. હવે એનું અંતઃકરણ નિર્મળ થયું. એના હૃદયમાં દયાનો સ્રોત ઉમડવા લાગ્યો. પશ્ચાત્તાપના અગ્નિથી માનસ પવિત્ર બન્યું.

પાંડુને પોતાની નિર્ધનતા માટે કાંઇ દુઃખ થતું નથી. થાય તો માત્ર એટલું જ કે ધન દ્વારા એ જે બીજાનું ભલું કરી શકતો હતો અને શ્રમણોની સેવા કરી એમની મારફત ધર્મપ્રચાર થતો હતો તે બંધ થયો.

* * *

## પંચમ પરિચ્છેદ

કૌશામ્બી નગરીની પાસે એક જંગલ છે. આ જંગલમાં રાક્ષસી લુટારૂઓએ બિચારા પાંડુ ઝવેરીને લૂંટી લીધો હતો. એ જ રસ્તેથી આજે એક બૌદ્ધ સાધુ પસાર થતો હતો. એ વિચારોમાં મસ્ત હતો. હાથમાં એક કમંડલુ અને એક ન્હાની પોટલી હતી. પોટલીમાં કેટલાંક હસ્તલિખિત પુસ્તકો હતાં. પોટલી ઉપર એક કિંમતી વસ્ત્ર બાંધેલું હતું. કોઇ શ્રદ્ધાળુએ ગ્રન્થમહિમાથી આકર્ષાઇ પૂજ્યભાવે પોટલી બાંધવા એ કપડું આપ્યું હશે એમ લાગતું હતું. એ કિંમતી કપડું સાધુને માટે વિપત્તિનું કારણ બન્યું. લુટારૂઓએ દૂરથી પોટલી દીઠી. કિંમતી વસ્ત્રમાં છુપાયેલી કોઈ કિંમતી ચીજ જ હશે એમ ધારી લુટારૂઓ સાધુ પર તુટી પડયા. પોટલીમાંથી કાગળીઆ જ નીકળેલા જોયા ત્યારે તો એમની ક્રોધની માત્રા વધી પડી. તેઓ સાધુને ગડદા પાટુ લગાવતા એમની નીચતાનું પ્રદર્શન કરી ચાલ્યા ગયા.

સાધુ બિચારો ખૂબ પીટાયો હતો. તે રાતે તો એનાથી ત્યાંથી આગળ વધાયું નહિ. સવાર પડી ત્યારે એણે પરાણે રસ્તો કાપવા માંડયો. થોડે આગળ જાય છે ત્યાં એક ઝાડીમાં શોરબકોર અને હથિયારોનો ખડખડાટ સંભળાયો. સાધુ આસ્તે આસ્તે ત્યાં ગયો, જુએ છે તો આગલી રાતે એને જેણે લૂંટયો હતો તે જ ટોળી આપસ

આપસમાં લડતી હતી. એમાં એક લુટારૂ બહુ બળવાન હતો. જેમ શિકારી કુતરાઓથી વિંટળાયેલો સિંહ ગુસ્સામાં આવી સર્વ પર તુટી પડે તેમ એ બધાને મારતો હતો પણ એ એકલો હતો જ્યારે વિરોધીઓની સંખ્યા ઝાઝી હતી. દશબાર જણને એણે પાડ્યા પણ છેવટે એ પણ પડ્યો. એના શરીર પર ઘણા ઘા પડ્યા હતા. એને પાડીને બીજા જીવતા રહેલા લુટારૂઓ ત્યાંથી પલાયન કરી ગયાં.

શ્રમણે ત્યાં આવીને જોયું તો દશ પંદર શબો પડ્યાં હતાં. એમાં ફક્ત પેલો બહાદૂર લુટારૂ જ પોતાના પ્રાણની અંતિમ ઘડીઓ ગણી રહ્યો હતો. સાધુનું હૃદય ભરાઈ આવ્યું. આ નિરર્થક હત્યાકાંડથી એને ઘણું દુ:ખ થયું. પાસે વહેતા એક ઝરણમાંથી એ કમંડળુમાં તાજુ પાણી ભરી આવ્યો અને પેલા લુટારૂની આંખ પર થોડું થોડું છાંટવા માંડ્યું. લુટારૂની આંખ ઉઘડી. એણે બબડવું શરૂ કર્યું:—"સાલા, બેઈમાન કુતરાઓ ક્યાં ચાલ્યા ગયા? સેંકડો વખત મેં મારા જીવને જોખમે એમને બચાવ્યા છે, હું જો ન હોત તો કઈ વખતે શિકારીઓએ એ કમજોર કુતરાઓના જાન લીધા હોત. એનું એમને ક્યાં ભાન છે? શું એ બધું ભૂલી ગયા?"

**શ્રમણ**—ભાઇ, હવે તું તારા એ પાપમય જીવનના સાથીઓને યાદ ન કર. હવે તો તું તારા આત્માનો વિચાર કર અને અન્ત ઘડી સુધારી લે. લે, થોડું પાણી પી અને મને જોવા દે, ક્યાં ક્યાં વાગ્યું છે. જો થઈ શકે તો ઉપાય કરૂં અને બચી જવાય તો બચી જવાય.

લુટારૂ શાન્ત થઈ ગયો. શ્રમણે એના ઘા ધોઈ નાખ્યા અને જંગલમાંથી વનસ્પતિ લાવી એનો રસ કાઢી ઘા પર લગાવ્યો આથી લુટારૂને ખૂબ આરામ થયો.

જ્યારે એ જાગ્યો ત્યારે એને ખૂબ આરામ લાગ્યો, એણે પોતાની પાસે શ્રમણને જોયો, એના હૃદયનો પલટો થવા માંડ્યો.

"દયામય! મેં અત્યાર સુધી ખરાબ કામો જ કર્યાં છે. કોઇનું કશું ભલુ કદિ કર્યું જ નથી. મારી પોતાની ખરાબ વાસનાની જાળમાં હું પોતે જ ફસાયો છું, એમાંથી હવે નીકળી શકાય એમ લાગતું નથી. હું નર્કનો જ અધિકારી છું, મને મોક્ષ મળી શકે એમ નથી.

શ્રમણ—હા ભાઈ, એ વાત તો ખરી છે, તમારાં કરેલાં કાર્ય તમારે જ ભોગવવાં પડશે. ખાડો ખોદે તે પડે. એનો તો કંઈ ઈલાજ નથી, પણ નિરાશ ન થાઓ. હવે એવાં બી વાવો કે ભવિષ્યમાં તમારે એનાં માઠાં ફળ ન ભોગવવાં પડે. જેમ જેમ દુષ્ટતાની માત્રા તમારા હૃદયમાંથી ઘટતી જશે તેમ તેમ શરીર સંબંધી મમત્વબુદ્ધિ પણ ઓછી થતી જશે અને પરિણામે વિષયલાલસા નષ્ટ થશે એ સંબંધી એક વાત છે. એ તમને હું કહીશ એથી તમને સમજાશે કે પોતાના ભલામાં બીજાનું અને બીજાના ભલામાં પોતાનું ભલું રહ્યું છે એને જ બીજા શબ્દોમાં કહીએ તો મનુષ્યનાં પોતાનાં જ કર્મો પોતાના અને બીજાના સુખનું મૂળ છે.

"કદન્ત નામનો જબરદસ્ત લુટારૂ હતો. એ પોતાનાં કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કર્યા વિના જ મૃત્યુ પામ્યો, એથી નર્કમાં જઈ નારકી યોનિ પામ્યો. અનેક કલ્પો સુધી એને એનાં બુરાં કર્મોનું ફળ ત્યાં ભોગવવું પડયું પણ એનો અંત આવ્યો નહિ એટલામાં પૃથ્વી પર બુદ્ધ ભગવાનનો અવતાર થયો. બુદ્ધ ભગવાનના પુણ્યનું એક કિરણ નર્કમાં પણ પહોંચ્યું, આથી નારકીઓને પોતાનો ઉદ્ધાર નજીક લાગ્યો. આ પ્રકાશને જોઇ કદન્ત ઉચ્ચ સ્વરે પોકારી ઉઠયો, "હે ભગવન્! મુજ પર દયા કરો, કૃપા કરો. હું અહિં અવર્ણ્ય દુ:ખોથી ઘેરાઇ રહ્યો છું, મને સંકટમાંથી છોડાવો. હવે હું સત્ય માર્ગે જ ચાલીશ. પ્રભુ મુકત કરો, મુકત કરો!"

પ્રકૃતિનો નિયમ છે કે બુરાં કામો નાશ તરફ જ ધસે છે. બુરાં કામો સૃષ્ટિનિયમથી વિરૂદ્ધ છે, અસ્વાભાવિક છે એથી એનું આયુષ્ય

ટૂંકું હોય છે. જ્યારે સત્કર્મ દીર્ઘજીવી છે, કેમકે એ સ્વભાવિક છે. એ આશા પ્રતિ આગળ ધપે છે. પાપકર્મોનો અંત છે, પુણ્ય કર્મનો નથી.

જેમ બાજરીના એક દાણાથી એના બાજરીઆમાં હજારો દાણા લાગે છે અને એવાં અનેક બાજરીઆંથી ખેતરને આવરી દે છે એમ થોડાં પણ સત્કર્મથી હજારો શતફળ મળે છે અને એની પરંપરાથી સૃષ્ટિ છવાઈ જાય છે. બીજી રીતે જોઇએ તો માનવ ભલું કામ કરતો કરતો જન્મોજન્મ એટલી દૃઢતા પ્રાપ્ત કરે છે કે આખરે એ અનન્તવીર્ય બુદ્ધ બની નિર્વાણ પદનો ભાગી બને છે."

કદન્તનું આક્રન્દન સાંભળી દયાસાગર બુદ્ધ ભગવાન બોલ્યાઃ "તેં કોઈ પણ જીવ પર કયારેય થોડીઘણી પણ દયા કરી છે? દયા તરત તારી પાસે આવશે અને તને આ દુઃખોથી જલ્દી મુકત કરશે, પણ જ્યાંસુધી તારા મનમાંથી દેહનું મમત્વ, ક્રોધ, માન, કપટ, ઈર્ષા અને લોભનો નાશ નહિ થાય ત્યાંસુધી દુઃખમાંથી તારી મુક્તિ નહિ થાય." કદન્તનો મૂળ સ્વભાવ બહુ ક્રૂર હતો. એને કયાંય ઉગરવાનો આરો ન લાગ્યો. પણ કરૂણાળુ બુદ્ધ ભગવાન સર્વજ્ઞ હતા. એના પૂર્વજન્મનાં તમામ કર્મો એક પછી એક એ જોવા લાગ્યા. જોયું તો એક વખતે એણે થોડી દયા દેખાડી હતી. કદન્ત એના પૂર્વ જન્મમાં એક દિવસે એક જંગલમાંથી જતો હતો. એની આગળ થઇને એક કરોળિયો જતો હતો, એના પર પગ મૂકી ચાલ્યા જવાની એને ઈચ્છા થઇ, પણ તરત વિચાર આવ્યોઃ નહિ, નહિ, એ બિચારો નિરપરાધી છે. એમ ન થવું જોઇએ. અને એણે એને બચાવી લીધો. બસ, ભગવાન બુદ્ધે એના આ ન્હાનાશા સત્કાર્યને ધ્યાનમાં લઈ કદન્તનો ઉદ્ધાર કરવાનો વિચાર કર્યો. એમણે કરોળિયાને જાળના એક તંતુ સાથે નર્કમાં મોકલ્યો. એણે કદન્તની પાસે આવીને કહ્યું કે, "લે આ તંતુને પકડ અને એની મદદથી ઉપર ચડી જા." આટલું

કહી કરોળિયો અદૃશ્ય થઈ ગયો. અને ઘણી મુશ્કેલીથી તંતુ પકડીને કદન્ત ઉપર ચઢવા લાગ્યો. આરંભમાં તો તંતુ મજબૂત માલૂમ પડયું પણ ધીમે ધીમે એ તૂટવાની તૈયારી કરવા લાગ્યું; કેમકે નર્કના બીજા દુઃખી જીવો એ તંતુને પકડી ચઢવા લાગ્યા હતા. કદન્ત બહુ ગભરાયો, એને લાગ્યું કે તંતુ લાંબો થતો જાય છે અને વજનને લીધે પાતળો બનતો જાય છે. મારૂં વજન તો એ ઝીલે જ, ત્યારે આમ કેમ થાય છે? આમ વિચાર કરી અત્યાર સુધી ઉપર નજર રાખી ચઢતો જતો કદન્ત નીચે જોવા ગયો તો અસંખ્ય નારકી જીવો એ તન્તુને વળગી ઉંચે ચઢતા હતા. એને લાગ્યું કે જરૂર આટલા બધાના વજનથી તાંતણો તુટશે જ. એ ગભરાઇ ગયો અને એકદમ બોલી ઉઠયો: "આ તાર મારો છે. એને તમે લોકો છોડી દો." બસ આ શબ્દો નીકળતાં જ દોરી તૂટી અને કદન્ત પુનઃ નર્કમાં પડયો!

કદન્તને દેહનું મમત્વ અને અહંભાવ છુટયો ન હતો. એ પોતાની જાતને જ માત્ર પોતાની સમજતો હતો; સત્યનું વાસ્તવિક જ્ઞાન એને ન હતું. સિદ્ધિ પ્રાપ્ત કરાવનારી અંતઃકરણની સૂક્ષ્મ શક્તિથી એ અજ્ઞાત હતો. એ શક્તિ જોવામાં તો જાળના તંતુ જેવી પાતળી હોય છે, પણ એટલી મજબૂત હોય છે કે હજારો મનુષ્યોનું વજન એ ઉપાડી શકે છે એટલું જ નહિ પણ એની મદદે આગળ વધનારને પછી ઓછો પરિશ્રમ પડે છે. પરન્તુ જ્યારે એ શકિતના સંગ્રાહકને એમ લાગે છે કે એ શકિત મારી છે—સત્ય માર્ગ પર ચાલવાનું ફળ મને એકલાને મળવું જોઈએ, એમાં બીજા કોઇનો હક્ક હિસ્સો નથી, ત્યારે એનો એ અક્ષય સુખનો તંતુ તૂટી જાય છે અને તરત જ એ સ્વાર્થના ઊંડા કૂપમાં જઇ પડે છે. સ્વાર્થીપણું નર્ક છે અને નિઃસ્વાર્થ સ્વર્ગ છે. આપણામાં જે અહમ્ અને મમત્વનો ભાવ છે તે જ ખરૂં નર્ક છે.

શ્રમણની કથા સાંભળીને મરણોન્મુખ લુટારૂ બોલ્યો, 'મહારાજ હું એ કરોળિયાની જાળનો તંતુ પકડીશ અને નર્કના અગાધ ઉંડાણમાંથી મારી પોતાની શક્તિનો પ્રયોગ કરતો બહાર આવીશ.'

*　　　　*　　　　*

## છઠ્ઠો પરિચ્છેદ

એટલું બોલી થોડો વખત લુટારૂ શાન્ત પડી રહ્યો અને પાછો વિચાર સ્થિર કરીને બોલ્યોઃ—"પૂજ્ય મહારાજ, સાંભળો. હું આપની પાસે મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરૂં છું. હું પહેલાં કૌશામ્બીના પ્રસિદ્ધ ઝવેરી પાંડુને ત્યાં નોકર હતો. મારૂં નામ મહાદત્ત. એક વખત એણે મારી સાથે બહુ ક્રૂર વર્તન ચલાવ્યું એથી મેં એની નોકરી છોડી દીધી અને લુટારૂઓની ટોળીમાં ભળ્યો. ધીમે ધીમે હું એમનો સરદાર બન્યો. થોડા વખત પછી મેં સાંભળ્યું કે પાંડુ આ જંગલમાર્ગે ઘણું ધન લઇને એક રાજાને ત્યાં જવાનો છે, આથી હું ઘણો રાજી થયો અને મારી ટોળીને લઇ એને લુટયો. હવે આપ કૃપા કરી એની પાસે જાઓ અને મારા કૃત્યની મને ક્ષમા કરવા કહો. હું પણ એનું મારા તરફનું વર્તન માફ કરૂં છું. જ્યારે હું એને ત્યાં નોકરી કરતો હતો ત્યારે ધનથી મદોન્મત્ત બની ગયો હતો. એનું કાળજું પત્થર જેવું સખ્ત હતું. એની પાસે રહી હું પણ એના જેવો જ થયો. તે વખતે એ માનતો હતો કે જગતમાં સ્વાર્થનો જ વિજય છે પરન્તુ મારા સાંભળવામાં આવ્યું છે કે હવે એ એટલો બધો પરગજુ બની ગયો કે લોકો એને ભલો અને ન્યાયી માને છે, એણે હવે એવું અપૂર્વ ધન મેળવ્યું છે કે એને કોઇ ચોરી શકશે નહિ, એનો કદિ નાશ થશે નહિ.

અત્યાર સુધી હું દુષ્ટ કર્મમાં જ મસ્ત બની ગયો હતો પરન્તુ હવે મને આ અંધકારમાં રહેવું નથી ગમતું. મારા વિચારો બદલાઇ ગયા છે, ખરાબ વાસનાઓને હું અંતઃકરણપૂર્વક ધોઇ નાખુ છું. હવે મૃત્યુની ઝાઝી વાર નથી. જે થોડી ઘણી પળો વિચાર કરવાની

શક્તિ છે તેટલી વારમાં હું વધુ ને વધુ શુભેચ્છા કરીશ. એથી મરણ બાદ પણ મારી એ શુભેચ્છા જારી રહે. દરમ્યાન હે દયાળુ મહાત્મા! આપ જલ્દી પાંડુ પાસે પહોંચો અને એને કહો કે રાજાનો મુગટ અને બીજું જે દ્રવ્ય મેં તારી પાસેથી લુંટી લીધું હતું તે અહીં પાસેની ગુફામાં દાટયું છે તે આવીને લઇ જાય. મારા એ સાથીઓને જ એ દાટેલા ધનની જગ્યાની જાણ હતી એ તો હવે મરી ગયા છે. માટે એ ધન સહીસલામત છે. મને લાગે છે કે એક પણ ન્યાયનું કામ મરતાં મરતાં પણ હું કરતો જાઉં તો મારો પાપોનો પુંજ કંઇ હળવો થાય. મારી માનસિક મલિનતા પણ એ રીતે કંઇ ધોવાઈ સ્વચ્છ થશે. અને મોક્ષમાર્ગે જવાનું કોઈ વાસ્તવિક અવલંબન મને મળી રહેશે.” આટલું કહી ગુફાની જગ્યા બતાવી શ્રમણના અંકમાં જ મહાદત્તે પોતાની જીવનલીલા સંકેલી.

*　　　*　　　*

## સપ્તમ પરિચ્છેદ

શ્રમણ મહાત્માએ કૌશામ્બીમાં જઇ પાંડુ ઝવેરીને બધી હકીકત કહી. તરત પાંડુએ સિપાહીઓને સાથે લઇ ગુફામાં જઇ પોતાનું તમામ ધન કઢાવ્યું. પછી એણે મહાદત્ત અને બીજા લુટારૂઓનો સન્માનપૂર્વક અગ્નિસંસ્કાર કરાવ્યો. એ વખતે મહાદત્તની ચિતા પાસે ઉભા રહી શ્રી પાન્થક શ્રમણે નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો:—

“ આપણે જાતેજ ખોટાં કામ કરીએ છીએ અને જાતે જ એનાં ફળ ભોગવીએ છીએ તેથી આપણે એ બૂરાઇને આપણી જાતે જ દૂર કરી જાતે જ શુદ્ધ થવું જોઇએ. પવિત્રતા અને અપવિત્રતા બન્ને આપણા હાથમાં છે. બીજું કોઇ આપણને પવિત્ર નહિ બનાવી શકે. આપણી જાતે જ એ પ્રયત્ન કરવાનો છે. બુદ્ધ ભગવાનનો પણ એ જ ઉપદેશ છે.

'આપણાં કર્મ બ્રહ્મા, વિષ્ણુ, ઇશ્વર અથવા કોઈ બીજા દેવે બનાવ્યાં નથી. એના રચનાર આપણે જ છીએ. માતાના ગર્ભની માફક આપણે આપણા જ કર્મરૂપી ગર્ભસ્થાનમાં જન્મ લઈએ છીએ અને એ કર્મજ આપણને ચારે તરફથી લપેટી લે છે. એમાંથી આપણાં જે બૂરાં કર્મો હોય છે તે આપણને શાપ સમાન નિવડે છે અને સારાં કર્મ આશીર્વાદરૂપ બને છે આ પ્રમાણે આપણા કર્મોની અન્દર જ મોક્ષપ્રાપ્તિનું બીજ છુપાયું છે.''

પાંડુ તમામ ધન કૌશમ્બીમાં લઇ ગયો અને સાવધાનીથી એનો સદુપયોગ કરવા લાગ્યો. પૈસાની છુટ થવાથી વ્યાપાર પણ ખૂબ વધ્યો અને એમાંની કમાણી પણ એણે ઉદારતાથી સન્માર્ગે વાપરવા માંડી.

જ્યારે એની વૃદ્ધાવસ્થા આવી અને આયુષ્યની દોરી પૂરી થતી જણાઇ ત્યારે એણે પોતાનાં તમામ સંતાનોને બોલાવીને કહ્યું કે, "મારાં વ્હાલાં બાળકો, કોઇ દિવસ કોઈ પણ કામ નિરાશ થઇને છોડી દેશો નહિ. જો કોઈ કામમાં સફળતા ન મળે તો તેનો વાંક કોઈ બીજા ઉપર ઢોળશો નહિ. આપણી અ-સફળતા અને દુઃખ આપણાં કામોમાંથી જ શોધી કાઢવું જોઈએ કેમકે એ એમાં જ છે. એને સમજીને દૂર કરવું. જો તમે અભિમાન યા અહંકારનો પડદો હઠાવી દેશો તો આપણામાં જ રહેલું આપણી નિષ્ફળતા અને મુશ્કેલીનું કારણ આપણને જડી આવશે અને એમાંથી ઉગરવાનો રસ્તો પણ સુઝી આવશે. દુઃખનો ઉપાય પણ આપણા હાથમાં છે. તમારી આંખની આગળ માયાનો પડદો ન આવી જાય એનો હમેશાં ખ્યાલ રાખજો અને મારા જીવનમાં જે વાકય અક્ષરશઃ સત્ય સિદ્ધ થયું છે તેનું હમેશાં સ્મરણ કરતાં રહેજો. એ વાકય આ રહ્યું:

**જે બીજાને દુઃખ દે છે તે પોતાની જાતને જ પીડે છે, ને જે બીજાનું ભલું કરે છે તે પોતાનું જ ભલું કરે છે, એમ માનવું.**

**દેહ મમત્વનો પડદો દૂર થતાં જ સ્વાભાવિક સત્યનો માર્ગ મળી આવે છે.**

જો તમે મારાં આ વચનો યાદ રાખી એ પ્રમાણે વર્તશો તો મૃત્યુ સમયે પણ તમે સારાં કર્મોની છાયામાં રહેશો અને તમારો જીવાત્મા તમારાં શુભ કર્મોથી અમર બની જશે.



મુદ્રક : ઇન્દ્રવદન ઠાકોર, પ્રજાબંધુ પ્રેસ, રેવડી બજાર—અમદાવાદ

"જીવ તે શિવ છે. તેના પર દયા કોણ બતાવી શકે ?
દયા નહિ, પણ માણસને ઈશ્વર રૂપે જોઇ સેવા"

શ્રીરામકૃષ્ણ પરમહંસ

---

If I can throw a single ray of light
Across the darkened pathway of another
If I can aid some soul to a clearer sight
Of light and duty and thus bless my brother
If I can wipe from any human cheek a tear
I shall not have, then, lived invain, while here.

* * * *

If, by life's road side, I can plant a tree
Beneath whose shade some wearied head may rest
Though I may never share its shade or see
Its beauty, I shall yet be truly blest
Through no one knows my name,
I shall not ..........................while here.

---

"માણસ ઇશ્વરનું સર્વ શ્રેષ્ઠ મંદિર છે, અને
તેથી માણસ દ્વારા ઇશ્વરની પૂજા સર્વ શ્રેષ્ઠ છે"

સ્વા. વિવેકાનંદ